॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

Email : office@sanatandharmpatrika.com I Web : www.sanatandharmpatrika.com

● સં. ૨૦૭૬ ● અ. આસો સુદ-૮ ● તા. ૨૪-૦૯-૨૦૨૦ ● ગુરુવાર SDP NO: 159 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## પેટલાદ સમાજ દ્વારા જ્ઞાતિજનોના લાભાર્થે બીજા દિવસે કોરોના-ટેસ્ટ કેમ્પ નો અહેવાલ

**શ્રી ક. ક. પાટીદાર સમાજ, પેટલાદ નાં મહામંત્રીશ્રી ઈશ્વરભાઈ ભાવાણી નાં શબ્દો માં...**

સમસ્ત જ્ઞાતિજનો જોગ...

શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ પેટલાદ દ્વારા જિલ્લા આરોગ્ય ટીમના સાથ સહકારથી ચાર દિવસીય કેમ્પનું દ્વિતીય દિવસનું કોરોના ટેસ્ટનું આયોજન કરવામાં આવેલ.

જેમાં એકસો(૧૦૦) સભ્યોનો કોરોના-ટેસ્ટ કરવામાં આવ્યો, એમાં ત્રણ પોઝીટીવ કેસ સામે આવ્યા, જેમને પેટલાદ સીવીલ હૉસ્પીટલના માર્ગદર્શન હેઠળ આગળની કાર્યવાહી કરવામાં આવેલ.

આ કેમ્પ (શિબિર)ના આયોજનથી રોગના ફેલાવાને રોકી શકાય એવો અનુભવ અમોને થઈ રહ્યો છે. એવીજ રીતે અન્ય આપણી સમાજો અને યુવક મંડળો દ્વારા જીલ્લા આરોગ્ય વિભાગનો સંપર્ક કરી માહિતી મેળવીને કેમ્પનું આયોજન કરવાનો વિચાર કરવામાં આવે તો રોગના ફેલાવાને અટકાવી શકાય.

આ આયોજનમાં આર્થિક ખર્ચ બીલકુલ નથી. વર્તમાન સમયમાં ભારતભરની આપણી સમાજમાં કોરોના સંક્રમણ વધી રહ્યું છે, એ આપણે સૌ સમાચારના માધ્યમથી જાણી રહ્યા છીએ.

અત્યારે આ રોગનો અંત નજીકના સમયમાં આવે એવી સંભાવના દેખાતી નથી. શારીરિક,આર્થિક નુકસાન ઘણું થઈ રહ્યું છે અને નાના, મધ્યમ પરિવારો અનુભવી રહ્યા છે.

આવનારા સમયમાં બહુજ સાવચેત રહેવું પડશે. આવા પડકાર સામે આપણે ક્યાંક અંધશ્રદ્ધામાં ફસાઈ ના જઈએ એ તકેદારી પરિવારના વડીલોએ રાખવી જ પડશે.

છેવટે કોઈપણ પડકાર સામે અડીખમ ઉભા રહેવાનો માર્ગ માત્રને માત્ર પરિશ્રમથી પરસેવો પાડવો એજ એનો ઉપાય છે, અતિ પરિશ્રમ કરવા માટે કોઈપણ જ્યોતિષ અથવા ભુવાના શરણમાં જવાની આવશ્યકતા નથી, ફકત આત્મવિશ્વાસની આવશ્યકતા છે.

લક્ષ્મી મેળવવા માટે દુનિયામાં પરિશ્રમ કરવા ઉપરાંત બીજો કોઈ રસ્તો નથી. બસ આટલું સમજીને યોદ્ધાની જેમ હ્રદયથી તમે જે ક્ષેત્રમાં છો તે કાર્યમાં લાગી જાવ .

લક્ષ્મીજી સ્વયં આપણે ત્યાં પધારશે, વડીલોનો સ્વયંનો અનુભવ છે.

## કચ્છ ના ગામડાઓ ની વહારે આરોગ્ય ખાતું



કચ્છ બહારથી આવતા લોકો ઘરમાં કોરોન્ટાઇન રહેવાને બદલે માસ્ક તથા સોશિયલ ડિસ્ટન્સ જેવા નિયમો પળાતા નથી. તેઓ બેફિકરાઈથી ગામડાઓમાં ફરતા રહે છે, જેથી ગામડાઓમાં સંક્રમણ વધવાની ભીતિ સેવાઈ રહી છે. આવા સમયે ગ્રામ પંચાયત તરફથી તેઓની સામે દંડનીય કાર્યવાહી કરવાની ચિમકી આપવામાં આવી છે. પરંતુ આકરાં પગલાં ભરાતાં નથી. તાવ શરદી કે ઉધરસના લક્ષણો દેખાય તો તબીબી તપાસ કરાવવાનાં પંચાયતના ફરમાન સામે લાપરવાહી દાખવી બજાર તથા અન્ય ભાગોમાં લોકો ટોળામાં જોવા મળી રહ્યાં છે.

આવે સમયે આરોગ્ય વિભાગ તરફથી નખત્રાણા તાલુકાના નેત્રા તથા કોટડા (જ)ગામે અહીંના પ્રાથમિક આરોગ્ય કેન્દ્રમાં "રેપિડ ટેસ્ટ" નું આયોજન કરવામાં આવ્યું છે જેમાં વાળંદ, વેપારીઓ, શાકભાજીના ફેરિયાઓ, દુધ વિતરકો સહિત આમ જનતાના ટેસ્ટ કરવામાં આવી રહ્યા છે. લોકોને ભય મુક્ત રહીને ટેસ્ટ કરાવી લેવાની અપીલ પણ કરવામાં આવી છે. ગઇકાલ દિવસે ૧૦૦ જેટલા ટેસ્ટ કરવામાં આવ્યા ની માહિતી મળેલ છે.

## બીલીમોરા ક.ક.પા.સમાજે મહોત્સવ મુલતવી રાખ્યા

ગઈકાલ રોજ તા. ૨૩.૦૯.૨૦ ના બીલીમોરા સમાજ ની કારોબારી મીંટીંગ મળેલ હતી. જેમાં કોરોના મહામારીમા વધતા સંક્રમણ ની વિગતે ચર્ચા કરવામાં આવેલ હતી. આ વર્ષે કોરોના મહામારી થકી ઉદભવેલ વિષમ પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને સમાજ દ્વારા નીચે મુજબ નિર્ણયો લેવાયા હતાં.

આ વર્ષે નવરાત્રી મુલતવી પર્વ નહી યોજાય દશેરા ના સરસ્વતી સન્માન કાર્યક્રમ આ વખતે રદ કરેલ છે. અને નવા વર્ષ નુ સ્નેહ મિલન કાર્યક્રમ પણ મુલતવી રાખવાનો નિર્ણય લેવાયો છે.

આ માહિતી સમાજના મુખ્ય હોદેદારો દ્વારા સ્થાનિક સમાજના સર્વે સદસ્યો ને મેસેજ દ્વારા મોકલવામાં આવેલ હતી.

ભારતભર માંથી અત્યાર સુધી અનેક સમાજો એ આવી પહેલ કરેલ છે, અને આગામી પર્વો માં જ્ઞાતિજનો નાં મિલન ઓછા થાય જેથી કોરાના સંક્રમણ ને ઘટાડી શકાય તે માટે આગળ આવ્યા છે.

## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



૨૪-૦૯-૨૦

HAPPY BIRTHDAY

**શ્રીમતી સંગીતા હરેશ નાકરાણી**

પનવેલ - 'એક કર્મઠ લીડર'

- MUR (Ocean Council Secretary), 98194 31282.

જન્મ દિવસ નિમિત્તે સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...

પ્રચાર પ્રસાર સમિતિ

## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



૨૪-૦૯-૨૦

HAPPY BIRTHDAY

**શ્રી નરેન્દ્ર બાબુભાઈ દિવાણી**

દહેગામ - 'એક કર્મઠ લીડર'

- SBR (RDS), 94299 66856.

જન્મ દિવસ નિમિત્તે સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...

પ્રચાર પ્રસાર સમિતિ

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા.૨૨.૦૯.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૧૧૫:**

સચિન અભિનીત "નદીયાં કે પાર" ફિલ્મ નું આધુનિક વર્ઝન એટલે કંઈ ફિલ્મ છે...? જે ૧૯૯૪ માં રિલીઝ થઈ હતી.

જવાબ : હમ આપકે હૈ કૌન...!

જવાબ આપનાર વિજેતા : વસંતાબેન ભગવાનદાસ વેલાણી - ઈન્દોર, ૯૯૨૬૧૮૮૭૯૪.

**ગઈકાલ તા.૨૩.૦૯.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૧૧૬:**

એ કઈ ટીવી સીરિયલ હતી...? જે ૧૯૯૦ માં દૂરદર્શન પર ભારતીય સંસ્કૃતિ નાં દર્શન કરાવતી અને જેનું રેણુકા શહાણે અને સિદ્ધાર્થ કાક સંચાલન કરતા...

**આજના પ્રશ્ન નંબર ૧૧૭ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- ૨૪/૦૯/૨૦૨૦

સંગીતા હરેશ નાકરાણી, પનવેલ - MUR (Ocean Coun. Sec.), 9819431282.

અમૃત મુળજીભાઈ કાલરીયા, નેલ્લોર - TAP (EM) 9000117374.

પોતાના ૨૪-૯-૨૦૨૦ ના રોજ જન્મદિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેરછાઓ પાઠવે છે.

સંયોજક :- નિલેશ સુરાણી (તલોદ)

## અવસાન નોંધ

તારીખ : ૨૨/૦૯/૨૦

સ્વ. કરમશી કરસન ભાવાણી, ઉંમર : ૬૧ વર્ષ, કચ્છ : રસલીયા, હાલે : નરોડા.

તારીખ : ૨૩/૦૯/૨૦

સ્વ. રતનશી પુંજાભાઈ છાભૈયા, ઉંમર : ૭૭ વર્ષ, કચ્છ : કોટડા જ., હાલે : સાવલી.